# ખુદા પાકની બંદગીનું અચુક ફળ.



## પ્રેમભાવ પુર્વક બંદગીની અચુક સવાબી.



એક બોધરૂપી વાર્તા.



( કર્તા : ફરામરોઝ ન. દાવર. )

કીંમત ૪ આના.

પ૦ ઝ૦ ૧૩૧૦.        ખ્રી૦ સ૦ ૧૯૪૦.

ફ્રશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઇ.

# ખુદા પાકની બંદગીનું અચુક ફળ.



## પ્રેમભાવ પુર્વક બંદગીનો અચુક ગવાહી.



એક બોધરૂપો વાર્તા.



( કર્તા : ફરામરોઝ ન. દાવર. )

---

કીંમત ૪ આના.

---

ય૦ ઝ૦ ૧૩૧૦. ઇ૦ સ૦ ૧૯૪૦.

---

ફ્રેશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઇ.

# પ્રસ્તાવના.

પ્રીય વાંચકો, આજ રોજે પપેટીના સારા સગમ વખતે એક અદના આલા તરીકે કીમતી ગવાહીર યાને ખુદાઇ બંદગીના અચુક ફળનો ખજાનો પુસ્તકના આકારમાં રજુ કરવાને તમોરી સનમુખ સામર્થવાન થયો છું, તેને માટે ખુદા તાલા પાક પરવર-દેગારનો આભાર માનું છું. દરેક કામમાં ખુદાતાળા પાક પરવર-દેગારનું નામ ખરાં અંતઃકરણથી યાદ કરીએ તો તેના મોડે વહેલે આપના કામને થોડેઆ અંશે સફળ મળ્યા વગર રહેશેજ નહિ. તેમાં ખરી ખુબી એ છે કે સહનશકતી ટકાવી રાખવી. જો એક દર્દી ઘણોજ બીમાર હોય પણ સામો આસામી ધીરજ, ખંત, સબુરી વગેરેની હીંમત આપે તો તે કેટલે દરજ્જે તે દુઃખી દર્દીનું થોડે અંશે દુઃખ ઓછું થતું જાય છે. તેવીજ રીતે ખુદાની બંદગી ખરાં જીગરે કરવાથી થોડે અંશે બંદગી કરનારને રાહત મળે છે યાને તેના વિચારો શુદ્ધ રહે છે. પણ તમો ખુદાની બંદગી કરવાનો હેતુ કાંઇ રેલછેલ કરવાનાં હેતુથી કરો તે બરહક ન થાય, ને તેવી આશામાં ને આશામાં રાત દીવસ કર્યાજ કરો ને પછી ખુદા પાક તે બંદગી કરનારને ફળ ન આપે ત્યારે ખુદા પાકને બદનામ કરો કે ખુદા પાક હું તારી રાત દીવસ બંદગી કરૂં છું ને ખરાં જીગરથી યાદ કરૂં છું તે છતાં ખુદા પાક તું એવો કેમ! ને તારી બંદગીનું નામ ઇનશાન દેતો નથી યા ઝાંખીને જોતો નથી તેને ખુદા પાક તું તેવા ઇનશાનને નવાજેશ કરે છે! ને તેવાઓ અમનચમન કરીને જીંદગીથી બેફીકર રહે છે વગેરે વગેરે. તેમાં મૂળ તત્વનો હેતુ સમાયલો હોય ને તે મૂળ તત્વો યા ખુદાની બંદગી

કરનારાઓ પોતે શોધીને ચાલે તો ખુદા પાકને ગેરઇનશાફમાં ઠેરવી શકાયજ નહિ. પણ ખુદા પાકનો ઇનસાફ ખજાનાથી ભરપુર છે. તે મહાન દયાળુ મહા જ્ઞાણી આખી દુન્યાનો શ્રેષ્ટ મહા પુરૂષ છે. એવો પુરૂષ જનમ્યો નથી ને હવે પછીથી જનમશેજ નહિ, યાને અમર છે, પણ ખુદા પાકને ખોટી રીતે ઇનશાન વગોવે છે તેથી શું ખુદા પાક વગોવાયલા કહેવાય કે! ઇલટું તેવા ઇનશાનની વધુ કસોટી કરવાનો હેતુ ખુદા પાકની મકસદ હોય તેમાં બેશક જરાબી ખોટુંજ નથી. માટે પ્રીય વાંચકો તમારી સનમૃખ આ મારૂં બીજું પુસ્તક "**ખુદાની બંદગીનું અચુક ફળ**" જેમાં સુંદર રીતે સમજાવ્યું છે, ને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે એવી મને પુર ખાત્રી છે. કારણ કે જ્યારે મેં ૧૯૩૨ ના સાલમાં "જીંદગી કેમ ગુજારશો!" કરીને સેવકે કાઢયું હતું તે વખતે મારાં પ્રીય વાંચકોને ઘણુંજ ગમ્યું હતું. ત્યાર બાદ લગભગ ૮ વર્ષનાં ગાળા પછીથી મારાં પ્રીય વાંચકોના આગ્રહથી બીજું પુસ્તક રચવાને માટે મને જીજ્ઞાસા થઇ ને તેના હોશમાં હું ઉપલું પુસ્તક બહાર પાડવા ફતેહમંદ થયો છું. જો કે દરેક વખતે કહેતો આવ્યો છું કે હું મહાન વકતાબાજ, મહાન કવી અને મહાન લેખક નથી, તેવો દાવો કરતો નથી ને કરીશ નહી, પણ ખુદા પાકની મહેરથી અદના યથાશકતી પ્રમાણે જેમ કલમનો ઘોડો ચાલે તે પ્રમાણે મેં કલમ ચલાવી છે. કદાચ મારાં પુસ્તકમાં પ્રીય વાંચકોને મારી કલમમાં કાંઇ ફરક માલમ પડે તો તે માટે હું પ્રીય વાંચકો પાસે દરગુજર ચાહું છું ને આશા રાખું છું કે આ પુસ્તક મારાં પ્રીય વાંચકોને પ્રીય થઇ પડે તો તેવોએ પોતાનાં મીત્ર અને સગાંસ્નેહીઓને આ પુસ્તકની

ભલામણ કરવી કે જેથી મારાં કામને સાહસને ઉતેજન મલ્યા બરાબર લેખી શકાય. આ પુસ્તક કાંઇ પૈસા કમાવવાના હેતુથી હું પ્રગટ કરતો નથી પણ એક મોજને ખાતર પ્રગટ કરૂં છુ કે જેથી મહાન પુસ્તકો લખનારાઓની થોડે અંશે આવી શકું. હું કબુલ કરીશ કે તેઓની જુતી બરાબર થવાનો નથી ને થઇશજ નહી, પણ તે છતાં ખુદા પાકની યારી હોય તો થોડે અંશેબી શકતીવાન થઇશ તેમાં હું ખોટું માનતો નથી. અને દરેક ઇનસાન જો કોઇબી કામમાં ચાલુ ને ચાલુ મહેનત કરે તો આયંદે તેમાં ખુદા પાક જરૂરજ બદલો આપેને આપે.





**માતુશ્રી બાઇ હીરાંબાઇ નવરોઝ દાવર**

તે ઇરાનના પહેલા પારસી મીશાનરીના એકપુરા બેટા
મરહૂમ હોરમઝદયારનાં વડાં બેટી.

# અર્પણ પત્રીકા.



આ ખુદા પાકનું મૂળ ખજાનાનું પુસ્તક એક એવાં માણસને અર્પણ કરવું કે ખુદાની ખરી કીંમત કરતો હોય એટલુંજ નહિ, પણ ખુદા પાકની બંદગી કરીને રાસ્તીના માર્ગે ચાલતો હોય, તેવાં પછી બાનુ હોય યા પુરૂષ હોય તો તેની ફરશીઓ ફીકરજ નહિ. તેવા વિચારથી સેવક મશગુલ થયો હતો ને તુરત ખ્યાલ આવ્યો કે મારાં પુજ્ય શ્રી માતા બાઇ હીરાંબાઇ નવરોઝ હાવરને આ મુલ્ય પુસ્તક અર્પણ કરવાને હું લાયકનો થયો છું. અને મારાં માતા એને ઇંચેઇચ લાયકના છે. માતા અને મીઠો મેવો આવા મીઠા મેવાની લાહણી જેઓ ઇનસાન ચાખે તે ઘણોજ ભાગ્યશાળી કહેવાય. ને જેના નસીબમાં પુજ્ય માતાની મીઠા મેવાની લાહની ચાખવાની મલે તેજ ખરોં ભાગ્યશાળી કેહવાય. આજે એવાઓ છે કે પોતાનાં પુજ્ય શ્રી માતાનું છત્ર નાનપણથી ગુમાવી બેઠા છે ને તેવાઓ આજે કમાતા થઇને પુજ્ય શ્રી માતાને ખરા ભાવથી યાદ કરે છે ને આખર તુલક પુજ્ય શ્રી માતાનાં દર્શન કરે છે, પણ પોતાની ફરજ ચુકયો તે ખરો ન કહેવાય. તેવા વીચારના સીદ્ધાંતો ધ્યાનમાં રાખીને આ અદના સેવક આ પુસ્તક ખરાં અંતઃ-કરણથી પુજ્ય શ્રી માતાજીને અર્પણ કર્યું છે તેઓ માન સહીત કબુલ કરશે. ખુદા પાક મારાં પુજ્ય શ્રી માતાજીને લાંબી જીંદગી ને સુખ આપે ને તેઓની નેક મુરાદો બરહક કરે.

**અથ જમ્યાદ યથા આફ્રીનામી !**



# ખુદા પાકની બંદગીનું અચુક ફળ.



## પ્રકરણ ૧ લું.



### ખેડુત.

પ્રીય વાંચકો ખુદા પાકની બંદગીના અચુક ફળની શરૂઆત કરીશ.

એક ખેડુત હતો તે સુરત પાસે વેસુ ગામમાં પોતાની બૈરી ને પોતાનાં ત્રણ ફરઝંદો સાથે રહેતો હતો. આ ખેડુતનો બાપીકો ધંધો ખેતી કરીને ગુજરાન કરતો હતો, પણ આ ખેડુતનું કુટુંબ ખોદા પાકની બંદગી કરવામાં જરાબી ચુકતું ન હતું. તેમાં ખાસ કરીને ખેડુત સહવારનાં હળ ખેડવા જાય ત્યારે તે ખુદા પાકનું નામ દઈને જાય. આ ખેડુત સહવારથી સાંજ સુધી ખેતી કરીને હળ ખેડે ને તે ખેતીમાં વાવેતર થાય તેના પૈસા ઉપજતા ન હતા. એમ હર વખત ખેડુતની બૈરી વમાસણમાં પડતી કારણ કે પોતાનાં સંસારનું સાંધન ન મલે તો પોતાનાં ફરઝંદોનું કેમ! ભલે પોતે જેમ તેમ ચલાવી શકે પણ પોતાનાં ફરઝંદોને ખોરાક પાણી ન મલે તો ખચીત તેઓની કેવી દશા થતી હશે તે હું વાંચનારની ઉપર છોડું છું. કદાચ એમબી ધારી લઈએ કે એનું કીસમત એને જોર કરતું ન હતું એ બનવા જોગ છે. પણ ખેડુત ખુદા પાકની બંદગી હર હંમેશ કરે ને પોતાના માર્ગે ચાલે તો શું તેની બંદગીના બળથી તેનાં કુટુંબને ન મલવું જોઈએ? મલવુંજ જોઈએ. પણ

આ ખેડુતમાં એકબી અવગુણ હોવાને લીધે કદાચ નાસીપાસ થતો હોય, ને તેનામાં અવગુણ શું છે તે શોધવાની કોશેશ કરતો ન હોય તો કુદરતી રીતે પોતાનાં કુટુંબનું સાંધન મલવાને માટે ખુદા પાક અટકાવે તો નવાઇ જેવું નથી.



## પ્રકરણ ૨ જું.



### ફરેશ્તાનો ભેટો.

હવે આ ખેડુત રાબેતા મુજબ ખેતી કરવા ખેતરમાં જાય છે ત્યાં ખેતરમાં અચબુચ ફરેશ્તાનો ભેટો થાય છે કે તુરત તે ખેડુત પોતાનાં ખેતીનાં ઓજારો મુકીને તુરત ફરેશ્તાને બે હાથ જોડીને નમન કરીને ઉભા રહેવા કહે છે તે પ્રમાણે તેઓ ઉભા રહે છે. તેઓ ખેડુતને પુછે છે કે તું શા માટે મને ઉભો રહેવા કહે છે? ત્યારે ખેડુત જવાબ આપે છે કે એ ખુદા પાકનાં પેગામ લાવનાર (કાસદ) યાને ફરેશ્તા ખુદા પાકનો આવો કેવો ઇનશાફ કે રાત દીવસ ખુદા પાકની બંદગીમાં મશગુલ હોય ને કોઇનાં રસ્તામાં ન હોય તેવાને ભુખે મારવા ને વળી બચ્ચાં-ઓની કદર કરવી નહિ એ શું ખુદા પાકનો આવો ઇનશાફ? એમ ગુસ્સે થઇને ખેડુત કહે છે ત્યારે તેબી ખુદા પાક અટકાવે કે, એમ જો ખેડુત મનમાં ધારી લેતોબી હોય તો તેની મોટી ભુલ છે. ખુદા પાક રસ્તાનાં ચાલતાં કુતરાંને ભુખે સુવાડતો નથી એવો મહા દયાળુ છે. પણ મેં જેમ આગળ જણાવ્યું તેમ હોય તો તેમાં જરાબી હું ખોટું જોતો નથી. જેમ એક ચોર ચોરી કરીનેબી કહેતો નથી જો કે તે ચોર જાણે છે કે મેં ચોરી કરી

પણ તે ચોર ગુનહો છુપાવે તેથી ઓર તેજ ચોરને ખમવું પડે. તેવીજ રીતે ખેડુતમાં અવગુણ હોય ને તે છુપાવ્યા કરે તો તેમાં ખુદા પાક શું કરે! આવી રીતે દરરોજની મુઝવણ ખેડુતમાં વધતી જવાથી ને પોતાના કુટુંબમાં ભુખમરો પડવાથી આ ખેડુતે પોતાનો મક્કમ વિચાર કર્યો કે એનો ભેદ ઉકેલવો. માટે તે ખેડુતને ખુદા પાકનો પેગામ લાવનાર ફરેસ્તાનો ભેટો થાય છે.



## પ્રકરણ ૨ જું ચાલુ.



ખુદા પાકનો કાસદ યાને પેગામ લાવનારને લઈ જનાર ખેડુતને કહે છે કે મુર્ખા તું આવી દીવાના જેવી શું વાત કરે છે. તારામાં કાંઇબી અવગુણ છે તેથી તું દુઃખી થાય છે. તે ખેડુત કાસદને કહે છે કે કાસદ તું મને કહે છે કે મારામાં અવગુણ છે પણ મારામાં એકબી અવગુણનો તત્ત્વ છેજ નહિ. પણ મારી પડોસમાં રહેતો એક પાડોશી કે જે ખુદા પાકની બંદગી કરતો મુવો ને ખુદાને ઝાંખીને જોતો નથી તે છતાં તેનાં ઘેરમાં રેલછેલ છે એ શું ખુદા પાકનો આવો ઇનસાફ હોય ખરો કે! ત્યારે તે કાસદ કહે છે કે હે ખેડુત સમજ, તારા ઘરનાં છાપરાં પર કેટલાં નળીયાં છે, તેમાં કેટલાં ભાંગેલાં છે, કેટલાં આખાં છે, ને બાકીનાં ઉપયોગમાં આવશે ખરાં કે. એ સર્વેનો હિસાબ કરીને વિચાર તુંજ કરી લે. આવા કાસદના બોલથી પેલો ખેડુત અચંબો પામી ગયો. આ શું હશે યા તેમાં શું ખુબી હશે. તેટલાં તે ખેડુત હજુન તે કાસદને કહેવા જાય છે તેટલાં કાસદ ગુમ થઇ ગયો.



# પ્રકરણ ૩ જું.



## સ્વપનું.

પ્રીય વાંચકો હવે ખુદા પાકની બંદગીનાં ફળની ખુબીનો મોજેજો ખરો શરૂ થશે. જેમ દરીયામાં ઓત ને ભરતી થાય છે ને વગર તરનાર એકાએક દરીયામાં ડુબકી મારવા રમુજ માનીને દરીયામાં તરવા ઉતરે છે ને તેનાં કેવાં પરીણામ આવશે યા જીવલેન અકસમાત થઇને ભોગ થઇને મરણને સરણે થશે એવો વિચાર ન કરે તો તેનું કેવું પરીણામ આવે છે? તે પ્રીય વાંચકો સમજી શકશો. તવીજ રીતે હવે ખુદા પાક પેલા ખેડુતને પોતાની બદગીનું ફળ સ્વપનામાં પોતાની બૈરીને આપીને નવાજેશ કરે છે. પછી તે શું કરે છે તે હવે જાશો. આ સ્વપનું બૈરીને આવે છે કે ઉઠ, તારા ધણીને જાગૃત કર ને જ્યાં તારો ધણી છે, જ્યાં ખેતી કરવા દરરોજ જાય છે તેજ જગા ઉપર ધન છે તે તું લેવા જા. વગેરે, વગેરે. સહવાર પડતાં પેલા ખેડુતની બૈરી પેલા ખેડુતને કહે છે કે કયાં જાવો છો! સબુર કરો હુંબી તમારી સાથે આવું છું. કારણ શું! કારણ કે મને સ્વપનો ખુદા પાક તરફથી આવ્યો છે કે આપનું નસીબ ખીલ્યું છે માટે મને સાથે લઇ જજો. ખેડુત કહે છે કે જા જા ગાંડી, તારા મનનો ધખારો કાઢી નાખ. અત્યાર સુધી પથ્થર સાથે માથું કુટયુ તોએ ન મલ્યું ને નસીબ ન ખીલ્યું ત્યારે હવે હમણા ખીલશે એ હું તારી વાત જરાબી માનતો નથી. તે છતાં પેલા ખેડુતની બૈરીએ પેલા ખેડુતને ધ્યાનમાં ઉતારતાં ખેડુત કબુલ કરીને ત્યાં જાય છે.



# પ્રકરણ ૪ થું.



## નસીબદેવીનું પ્રશ્ન થવું.

પ્રીય વાંચકો હવે તે ખેડુત પોતાની બૈરીને સ્વપનો આવ્યો હતો તે બૈરી સાથે જાય છે. ખેડુત રાબેતા મુજબ હળ ખેડતો હતો તે જગા ઉપર નસીબદેવીનું ધન ગુપ્ત જમીનનાં ભંડારમાં પડેલું હતું તે આ ખેડુતનાં નસીબમાં લેવાનું તે તેજ જગાએ હજી પડેલું હતું. હવે આ ખેડુત પોતાની કુહાડીથી ખોડતો હતો. ખોડતાં ખોડતાં પહેલાં સાંપ ફુંફારા મારતો બહાર નીકળી આવ્યો તોબી તે ખેડુતે સાંપને જરાબી ઇજા ન કરી ને પોતાનું ખોડ-કામ ચાલુ રાખ્યું. ચાલુ રાખતાં ચરૂ મલ્યો તેમાં પુષ્કળ ધન હતું. આ ખેડુતને વધુ લોભ થયો, જેમ લોભીને લોભની ભુખ વધારે હોય છે તેમ પેલા ખેડુતને લોભની ભુખ થઇ આવી. એમ કરતાં કરતાં થોડું ઘણું લીધું ને વધુ લેવા જતાં કુદરતી રીતે જમીન થઇ ગઇ. પણ મેં જેમ આગળ કહ્યું તેમ પેલો સાંપ તેજ જગ્યાજ સ્થીર રહ્યો, પણ તેની ફેન ઉપર ત્રણ શબ્દો જણાતા હતા. પહેલે લક્ષ્મી આવે તો સ્વીકારવી પણ ધીકારવી નહી ને લક્ષ્મીનો સદ ઉપ્યોગ કરવો ને દાનપાન કરવું, વગેરે.

હવે આ ખેડુત થોડુંઘણું ધન ઉપાડવા જાય છે તો તે સાંપ ફેનના ફુંફારા કરે છે અને પોતાની મુગી ઇચ્છા દેખાડવા ખેડુતને ચાહતો. એમ કરતાં કરતાં વધુ ને વધુ ફેન ફફડાવતો તેથી તે ખેડુતને કુદરતી રીતે ખ્યાલ આવ્યો કે આ સાંપનો શું ભેદ છે. જો હું સાંપને હેરાન કરશ તો પૈસાના પૈસા વગે ને હું જાનથી ખલાસ થવશ, ને સાંપને જો ન હેરાન કરશ તો

જીવતો હું અહીંથી જવશ. ત્યારે તે ખેડુત બૈરીને કહે છે કે હવે ધન કેમ લઇ જવું ? બૈરી કહે છે કે આ સાંપનાં માથાં ઉપર ત્રણ શબ્દોની આકૃતી તમે જોઇ છે કે ? ખેડુત કહે છે કે હા. ત્યારે તે પ્રમાણે કરવુંજ પડશે. કબુલ છે પણ પેલા સાંપને કેમ મનાવવો. ત્યારે બૈરી ખેડુતને કહે છે કે ખુદા પાકની અહીંયાં બંદગી કરો ને દુવા ચાહો કે સાંપને ગેબી અંદર ગરકાવ કરે તો ધન ઉપાડીએ. ત્યારે કુદરતી રીતે તેમ ન થયું, કારણ કે સાંપને લોબાનનો ધુંપ આપવો જોઇયે. તુરત તે ખેડુત ગામમાં દોડી જઇને લોબાન લાવ્યો ને તેનું ધુપ કરવાથી તે સાંપ ગયો. આ સાંપે દેવતાઇ રૂપનું સ્વરૂપ સાપ રૂપે ધારણ કરેલું હતું.



## પ્રકરણ ૫ મું.



### ખેડુત નવા લેબાશમાં.

પ્રીય વાંચકો આ ખેડુત પોતાનાં કુટુંબ સાથે પોતાની ઝુપડીને છેલ્લી સલામ કરીને મહેલ બંધાવવા ઇંતેજારી દેખાડે છે. હવે તેને મક્કમ વિચાર કર્યો કે એવો સુંદર મહેલ બંધાવું કે આખાં ગામનાં લોકો અચંબો પામે. ને વળી તે મહેલ ૬ મહિનામાં થતો હોય તો એક મહિનામાં બંધાઉં. એમ તેની મુરાદ બર લાવવા મહેલનું કામ શરૂ કરવા મોટી સંખ્યામાં માણસો રોકીને ટુંક સમયમાં મહેલ તૈયાર કીધો ને ત્યાં પોતાના કુટુંબની સાથે તે મહેલમાં રહેવા ગયો. પણ બૈરીએ જે ત્રણ શબ્દો કહ્યા હતા તે ભૂલી ગયો. તે છતાં ખેડુતની બૈરીએ

ઘણીજ લડત કરીને ત્રણુ કામો કરાવ્યાં. ગરીબોને આંધલાં લુલાં, સન્યાસીઓ વગેરેને ભોજન, દાન, કપડાં વગેરે આપ્યું. હવે આ કામ પુરૂં થતાં મહેલમાં આસાનીથી તે ખેડુતનું કુટુંબ અમનચમન કરે છે, પણુ તે અમનચમન લાંબા વખત સુધી ભોગવવાને તેનું આખું કુટુંબ ભાગ્યશાળી થયું નહી. એજ ખેડુતની ગરૂરીનો મહોસ્તવ હોવાને સબબે ત્યાર બાદ આ ખેડુતે પોતાનાં મહેલમાં ચોકીબાન રાખ્યો, ને તેને ખુલ્લું કહ્યું હતુ કે મારા મહેલની અંદર તવંગર યા મુફલેશ મારી મુલાકાત લેવા આવે તો તેને હુકમ વગર મહેલમાં દાખલ કરવોજ નહી, ને વળી જો કોઇ ભીખારી, આંધલો, લુલો આવે તો તેને મારા મહેલની આગળ અવાજ કરવા દેવાજ નહિ. આ કાર્યદાનો ભંગ તુંએ કર્યો તો તુંને તુરત નોકરી ઉપરથી કાઢી મુકવામાં આવશે. વળી હવે આ પહોરાગીર પોતાનાં શેઠના હુકમને તાબે થવાને બંધાયલો છે તેવીજ રીતે હુકમ પેલાએ બજાવ્યો.



## પ્રકરણ ૬ ઠું.



### દેવતાઇ પુરૂષ આંધળાનાં વેશમાં.

પ્રીય વાંચકો હવે ખરા નાટકનું રૂપ શરૂ થશે. જેમ આપને એક નાટક જોઇયે છીએ ને નાટકના ચોકસ ભાગ પછી ભાસ આવે છે કે આનો સાર આ છે તેમ હવે પેલો ખેડુત નાટક રૂપે કેવી ઘેલછામાં પડે છે તે હવે જોઇયે. આ દેવતાઇ પુરૂષ આંધળાના રૂપમાં મહેલમાં ભીખ માગવા આવે છે. ખેડુતને આ ભીખારીનો ભાસ નજ આવે, કારણુ કે પૈસા ન જોયલા ને

જોયા તેથી કુદરતી રીતે ઘેલછેલમાં આવી જાય ત્યારે તેનો ભાસ તે ખેડુતને કયાંથી આવે ! આ આંધળો જે પહેલાં ખેડુતને મળ્યો, આજ આંધળાએ સવાલ જવાબો ખેડુતને આપ્યા હતા તે કોઇજ નહી પણ ખુદા પાકનો આગલો કાસદ યાને પેગામ લાવનાર તે આ આંધળો તે કોઇજ નહી દેવતાઇ પુરૂષ છે.

હવે પેલો આંધળો મહેલ આગળ જોરથી બુમ પાડે છે. યા ખુદા પાક જેના દીલમાં રહેમ હશે તેજ મને પૈસાનું દાન કરશે તો તેનું ભલું થશે, એમ એકી સાથે ત્રણ વખત મોટો અવાજ કર્યાજ કર્યો કે જેથી સાંભળનારના કાનનાં બેહેર ફાટી જાય. એમ ચાલુ કર્યાજ કીધું. પેલા ખેડુતને આંધળાની બુમથી બંદગીમાં ખલલ થવા લાગી ને ઘણીજ હદ થઇ ગઇ કે તુરત પેલા ખેડુતે પહોરાગીરને કહ્યું કે એ દીવાના ! એહ બદમાસ ! તું કયા કરતા ! તું દેખતા નહિ હય જલદીથી એ આંધળેકુ લાકડી મારકે બહાર કાઢ. હે સાહબ મેરા જીગર એ અંધેકુ મારનેકુ ચલતા નહી હય. એ સુવર મેરા સુન્ના પડેગા. ફીર બોલતા હું કે જલદીથી એ અંધેકુ નીકાલ. પહોરાગીરે લાચારીએ પેલા આંધળાને જવા કહ્યું, પણ આંધળાએ પૈસા લેવા વગર જવા સાફ ના પાડી. એમ કરતાં પેલા આંધળાએ બોલવું ચાલુ રાખ્યું. ફરીથી પેલો ખેડુત ગુસ્સે થઇ ગયો ને ઉપરથી નીચે આવીને પેલા પહોરાગીરના હાથમાંથી લાકડી લઇને પેલા આંધળાને સખત ફટકો માર્યો. તુરતવેળા આંધળો નસોસ થઇને પડયો અને થોડીવારમાં પાછો ઉઠીને આગળ ચાલતાં શ્રાપ માર્યો ગયો કે તેરા સત્યાનાશ થાઓ, તેરા ફના હો. એમ કરતાં ગેબી અવાજનો ચમત્કાર મેહલપર આવવાનો સંભવ ઉભો થાય તેમાં જરાબી હું નવાઇ જોતો નથી.



# પ્રકરણ ૭ મું.



## ખેડુત ઉપર કહેર.

પ્રીય વાંચકો આપને હરેક વખતે નજરેનજર એકાએક જોઇએ છીએ કે પવનના વાવીઝોડાંથી ઘરબારનો નાશ થાય. યા એકાએક આગ લાગે યા એકાએક ઘર પડી જાય, વગેરે વગેરે નજરે જોઇએ છીયે તેમાં નવાઇ જેવું નથી. તેવીજ રીતે પેલા ખેડુતે આંધળાને સખત લાકડીનો ફટકો લગાવ્યો ને તેને શ્રાપ મારી ગયો. શ્રાપ એ ઘણીજ ખરાબ ચીજ છે અને શ્રાપ દે છે તે ફળીયા વગર રહેતો નથી. પેલો ખેડુત હવે નીરાંતે પોતાનાં મહેલમાં નભરવસ રહે છે પણ તે એકાંતથી સુઇ સકતો નથી. પણ ખુદા પાકના અચુક ફળ કયારે મલે. તે મલ્યા પછીથી તમો વધુ ભોગવવા નસીબવાન થશો કે? યા ટુંક વખતમાં જયાંનાં ત્યાં યાને ખરાબ હાલતમાં આવી પડશે કે? એવા એવા વિચાર પૈસાની રેલછેલમાં ન આવે પણ આખરે દશા એવી થઇ પડે ત્યારે તેની આંખો ઉઘડે છે ને પછી તેનો ઉંડો ખ્યાલ કરે તેના કરતાં પોતાના મગજ ઉપર કાબુ રાખીને પોતે ઇનશાન છે ને ભીખ માગનાર તેઓ ઇનશાનીયતનું રૂપ છે એવો વિચાર કરીને પેલા ખેડુને વરતવું જોઇતું હતું, પણ તેને પૈસાની ઘેલછામાં તે ઇનશાનીયતનો ખવાસ છોડી દઇને સેતાનનો ખવાસ ધારણ કરેલો જોવામાં આવે તેમાં નવાઇ નહી. એઓ કરમના લેખ યા કરમની ગની હોય તેમાં જરાબી સહરાગાત હું જોતો નથી. પેલા ખેડુતનાં મહેલમાં એકાએક તેઓ રાતનાં સમયમાં જયાં પોતાના મહેલના ઓરડામાં ભર ઉઘમાં સુતેલો હતો, તેને સુદ્ધી ન હતી, તેવેજ વખતે

એકાએક મહેલનો ભાગ તુટી પડયો. તેથી જયાં પોતાનાં મહેલના ઓરડામાં પોતે સુતેલો હતો ત્યાંજ આ અવાજના ભયંકર અવાજથી જાગી ઉઠયો, ને અંધારાંમાં આમતેમ લપેરા ખાતાં એકલાએ દોરધામ કરી મુકી. તેટલાં એકાએક મહેલનો ભાગ તેનાં શરીર ઉપર પડતાંની સાથે નીચે તુટી પડયો, ને લોહીનાં જખમ સાથે જેમતેમ ઉભો થઇને પોતાની બૈરી છોકરાં બાજુના રૂમમાં સુતેલાં હતાં તેને જાગૃત કરવાના હેતુથી ઘવાયલાં શરીરે ત્યાં ગયો ને ખુબ બારણા ખખડાવ્યાં, પણ બૈરી છોકરાં ભર ઉંઘમાં સુતેલાં હતાં તે છતાં હીમત કરીને જોરથી બારણા ખખડાવ્યાં પણ ત્યાંથી જવાબ ન મલતાં એકાએક ઘવાયલાં શરીર સાથે જોરથી દરવાજાનું બારણુ ભાંગી નાખ્યુ. જેવું બારણું ખોલી ગયું તેવાં બૈરી છોકરાં ચમકીને ઉઠયાં ને ચોર ચોર બુમ પાડવા લાગ્યાં. પણ ચોર નહી પણ પેલો ઘવાયલો ખેડુત હતો. અંધારાંમાં બૈરી છોકરાંને સુઝ ન પડી ત્યારે બૈરીએ હિંમતથી હરીકેન સળગાવ્યું ને જોયું તો પોતાનો ધણી ઘવાયલાં શરીર સાથે લોહીલુહાણુ હાલતમાં પડેલો જોઇને કુદરતી રીતે બૈરી છોકરાં હરનફાર થઇ ગયાં. કદાચ ચોરે માર્યો હોય યા કેવી રીતે ઘવાયો વગેરેની અટકલ અંદર અંદર કરવા લાગ્યાં, પણ ખરો ભેદ ખુદરતી રીતે શું હતો તે ઉકેલી શકયાં.



## પ્રકરણ ૭ મું ચાલુ.



ત્યારે બૈરીએ આજુબાજુ જોયું તો જયાં પોતાનો ધણી સુતેલો હતો ત્યાં એકાએક ભાગ તુટી પડતાં કાત નીચે આવી

ગએલો હોવાથી હવે શું કરવુ, અને રાતનો વખત છે ને આજુબાજુ જગલ હોવાને સબબે કોઇથી ગેબી મદદગાર થાય તેવો સભવ ન હતો, તો પણ ખુદા પાકનું નામ જબાન ઉપર રાખીને જેમતેમ રાત કાઢી. સહવાર પડી ને ગામમાં હોહો થઇ ગઇ કે ફલાના ખેડુતનો મહેલ પડી જવાથી તે કાત નીચે ઘાએલ હાલતમાં મલી આવ્યો છે. એમ કરતાં કરતાં પેલા ખેડુતનો જુનો દોસ્ત જે ખુદા પાકનું નામ ધારણ ન કરવા ઉપ-રાંત ખુદામાં માનતો ન હતો તોબી તેના ઘરમાં લીલાલહેર થતી હતી એમ ખેડુત હરેકને કહેતો હતો તે પડોસી ખેડુત આગળ દોડી આવ્યો ને તુરત પોતાના ઘરમાં લઇ જઇને સારવાર કરી. એમ કરતાં કરતાં તે જરા ચાલતો થયો ને ત્યાર બાદ એકાએક પોતાના ઘરમાં હાજતે જતો હતો ત્યાં પેલો સાંપે જે દેવતાઇ પુરૂષ તરીકે પહેલવહેલો ધનનાં ચરૂ આગળ દેખાવ દીધો હતો તે એકાએક હાજત વાળી જગ્યા પર આવીને પોતાની ફેનથી ફુક મારીને ચાલી ગયો. તુરત પેલો ખેડુત જેમતેમ હાજતેથી બહાર નીકળ્યો ને પોતાની બૈરીને બોલાવીને હકીકત કહેવા જાય છે તેટલાં પોતાની આંખનું રતન એકાએક ગુમ થઇ જવાથી તે તુરત આંધળો થઇ ગયો.



## પ્રકરણ ૮ મું.



### લાકડીનો બદલો આંધાપો.

પ્રીય વાંચકો પેલા ખેડુને પોતાની ગરૂરીમાં પેલા આંધળા ભીખારીને લાકડીનો ફટકો માર્યો તો તેનો બદલો આંધાપો,

આવ્યો. ખુદા પાકનો અચુક કાયદો એવો છે, તેને કોઇબી પુગી શકેજ નહિ, ને પુગી શકવાને આજ સુધી માયનો પુત સજીવન થયોજ નથી ને થશેજ નહિ.

હવે આ ખેડુત એકાએક આંખનું અમુલ્ય રત્ન ગુમાવી બેઠો ને આજે તે આંધળાની હાલતમાં આવી પડયો ને તે હવે ઓશીયાળી જીંદગીમાં પડયો. જો કે તેને મનશે જીવવું યા મરવું તેને અકારૂં થઇ પડતું હોય તોબી ખુદા પાકને આધીન થયા વગર છુટકોજ નથી.

હવે આવી દશા પોતાના ધણીની જોઇને પેલાં બૈરી છોકરાં વીચારમાં પડયાં કે હવે શું કરવું, હવે કેવી રીતે ગુજરાન થશે. તે છતાં પેલા ખેડુતનો છોકરો જે વડો હતો તે છોકરાએ પોતાના માતપીતાને ધીરજ આપી કે શા માટે ગભરાઓ છો! આપણી પહેલી દશા ઝુપડીની હતી ને હાલની દશા ઉલટી થવા છતાં આવું બન્યું તો ખુદા પાક પર ભરોસો રાખો હું કેવો છું. કંઇજ નહી તો હું પોતે મારા પીતાને સાથે લઇ જઇને ભીખ માંગશ તેમાં શરમ નથી, યા હું પોતે ગાયન ગાઇ લોકોને ખુશ કરશ તેના પૈસા મલશે અને તેમાંથી ગુજરાન ચાલશે માટે ચાલો વખત ના બરબાદ કરો. માતાજી હું પીતા શ્રીને લઇને જાવું છું. માતાએ આવા પોતાના વડીલ બેટાની હુશીયારી ને ધીરજનાં સખુન સમજીને સંતોષ પકડવા મજબુત વિચાર કર્યો ને ત્યાર બાદ પેલા ખેડુતને તેનો વડો દીકરો ગુજરાનનાં સાંધન અર્થે ભીખ માંગવા યા ગાયણુ ગાવા ચાલુ મુકયું. થોડેક રસ્તે વધુ આગળ જતાં પેલા બંને થાક ખાવા એક ઝાડ આગળ આવ્યા, ત્યાં પેલા ખેડુતનાં બેટાની નજર ઝાડનાં સુંદર પાદડાં ઉપર પડી. તેને તુરત એક સોનુું પાદડું તોડયું, તે જોતાં

પાદડાંની પાછળ લેખ હતો, તે લેખમાં એમ લખ્યું હતું કે આ ઝાડનાં પાદડાં કોઇથી દુઃખ યા અંધાપો ભોગવતો હોય તો તે પાદડાંને લગાડતી વખતે ખુદા પાકનું નામ ખરાં જીગરથી, તોજેશ કરી તે પાદડું આંખને લગાડશે તો તેનું દુઃખ આ કરામતી પાદડાંથી સારૂં થશે. એ પાદડું કંઇબી નહી પણ દેવતાઇ પુરૂષનો ચમત્કારી ગુણ તે આ પાદડું છે. પેલા ખેડુતનો છોકરો ખુશ થઇ ગયો ને પોતાના બાપને લઇને પાછો ઘેર ફર્યો, ને ત્યાર બાદ પોતાની માતુશ્રીને પેલી ઉપલી હકીકતથી વાકેફ કરીને તુરત તે પાદડાંનો ઉપયોગ બાપ ઉપર અજમાવતાંની સાથે તે જરા રોશનીમાં આવ્યો ને પોતાનાં કુટુંબને નજરે જોતો થયો.



## પ્રકરણ ૯ મું.



### ખેડુત ગંભીર માંદગીમાં.

પ્રીય વાંચકો મેં જેમ આગળ જણાવ્યું તેમ પેલા ખેડુતના છોકરાને જંગલમાંથી જડીબુટીનું પાદડું મલવાથી તે ખેડુત દેખતો થયો પણ હવે તે એકાએક માંદગીને બીછાને પટકાઇ પડયો. વળી બેટો ને બૈરી વિચારમાં પડયાં કે હવે આ ખેડુતની સારવાર કેવી રીતે કરવી! જો પૈસા હોય તો સારવાર થાય, ને ખુદાનો બેલી ગેબી મદદ આપે તો ખેડુત સારો થાય. એવી બેટો પોતાના બાપને જીવવાની આશા જોયા કરતો, પણ તેમ કશું ન થતાં ટુંક વખતમાં પેલા ખેડુતે પ્રાણ છોડયો. પ્રાણ છોડતી વખતે પેલો સાંપ યાને દેવતાઇ પુરૂષ તે ખેડુતના મોતનાં

બીછાનાં આગળ હાજર થયો ને પોતાની ફેણુના ફુફ્રારાથી દેવતાઇ પુરૂષને દેખાવ આપતો રહ્યો.



## પ્રકરણ ૧૦ મું.



### કફણુની મોતાજી.

પ્રીય વાંચકો હવે પેલો ખેડુત ગંભીર માંદગી ભોગવીને પોતાનો આત્મા ખુદા પાકને સવાધીન કીધો. પણુ એની ક્રીયાકામ યા કફન માટે પૈસાનું શું કરવું એવી એવી મુઝવણુ પોતાના બેટા ને માતાને આવવા લાગી, વળી પાછો બેટો માતાને આ દુઃખી ગમગીનીમાં મોટી ધીરજ આપે છે કે માતા તમો શા માટે ફીકર કરો છો ! હરેક વખતે આપને ફીકરમાંથી મોકલાં થઇ ગયાં તે ખુદા પાકનો ઉપકાર, ને આપણા આગલાં વડીલોનો પુનનો ઉપકાર આજે કામ લાગ્યો તો શું આવી મરણુની ગમગીનીમાં ખુદા પાક ન મદદ કરે? ખુદા પાક જરૂરજ મદદ કરશે. તમો પીતાશ્રીની મરણુ પથારી આગળ લોબનનો ધુપ કરો ને હું બજારમાં જઇને બાપને માટે કફન લાવું છું. એમ કહીને ગયો ને ત્યાં જતાં જતાં પેલા છોકરાએ પોકાર કર્યો કે માનવીઓ મારો પીદર મરણુ પામ્યો છે, પણુ પીદરના શરીર ઉપર કફન મુકવા યા ક્રીયાકામ કરવા પૈસા નથી, માટે મારા પીતાની દુઃખી ગમગીનીમાં સાહયતા થાઓ. હે માનવીઓ, હે માનવીઓ એમ પોકાર કરતાં કરતાં તુરત પેલા ખેડુતનો જુનો પડોશી આ અવાજ સમજીને દોડી આવીને ઘટતી મદદ આપી તે છોકરાએ સ્વીકારી, પણુ પેલો છોકરો તેના જુના પડોશી જેને પોતાના

પીદરના મરણના કફન માટે મદદ કરી તેને કહેતો ગયો કે હે પડોશી તું ગમેતેવો છે તે છતાં તારામાં તકોબરીનો અંશ નથી તેથી તું સુખી છે ને મારા પીતાએ તકોબરીમાં અમારાં કુટુંબનો નાશ કર્યો. ખરે ખુદા પાક તું પીતાના આત્માને શાંતી આપજે. એમ કહીને તે કફન લાવ્યો. પણ ક્રીયાકામ માટે મોલવી જોઇએ તેનું કેમ તેબી લાવ્યો, ને અંતે તેના પીતાજીને ઠેકાણે પાડીને પાછો ઘરમાં આવ્યો, ને માતુશ્રી ઉપર દુઃખ આવી પડયું તે જોઇ તેનું હૈયું ભરાઇ આવ્યું પણ ખુદા પાક આગળ લાચાર.



## પ્રકરણ ૧૦ મું ચાલુ.



હવે પેલા ખેડુતનો છોકરો પોતાના બાપની રીવાજ મુજબ મરણની ક્રીયાઓ કરાવાંને ઠર પાડે છે ને ક્રીયા પુરી કરીને સર્વે ઘરે પાછા ફરે છે તો અજાયબી વચ્ચે જોયું કે જયાં ખેડુત મરણ પામ્યો હતો તે જગાની ઉપર ફરીથી પેલા સાંપે દેખાવ દીધો. આ જોઇને સર્વે જણા અજાયબીમાં ગરકાવ થઇ ગયાં કે આ સાંપ શું કહેવા માગે છે! હજુન તલક આ સાંપ ખેડુતનો પીછો છોડતો નથી. હે ખુદા પાક, હે ખુદા પાક હવે બસ કરો, હવે જે થઇ ગયું ને જેને ગુનાહ કીધો તેના મોતની અજલ આવી ગઇ ને તે આવી હાલતમાંથી તેનો આત્મા ખુદા પાકને સ્વાધીન કીધો, માટે હે સાંપ હવે તું સમજીને વીદાય થા, નહિ તો હું તુંને જાનથી બેજાન કરી નાખશ. એમ બોલતાં તે સાંપ ચાલી ગયો. આ સાંપ એ દેવતાઇ પુરૂષનો અવતાર

સાંપ રૂપી, યા આંધળા રૂપી, યા કોઇબી રૂપે દેખાવ દે પણ એ કોઇજ નહિ પણ દેવતાઇ પુરૂષનો અવતાર ધારણ રૂપ કહેવાય.



## પ્રકરણ ૧૧ મું.



### આત્મા.

પ્રીય વાંચકો કહેવામાં આવે છે કે મરણ પછીથી કંઇબી નથી જે છે તે અહીંયાંજ ઇનશાન ભોગવે છે એ વાત ખરી છે તેનું કારણ કે નેકી નીતીનો બદલો કોઇબી પલે ભોગવ્યા વગર ઇનશાનનો આત્મા બહાર નીકળી જતો નથી, યાને તેનું રૂહ ખુદાની દરબારમાં પહોંચી શકતું નથી, કારણ કે તેની કરણીનાં ફળો એની માંદગી પ્રસંગમાં એક નાટક રૂપે તેની સનમુખ ઉભા રહે છે. જ્યારે તે પોતાની કરણીનાં ફળો પોતાની માંદગીનાં બીછાનાની સનમુખ ચીતાર રૂપે જોય છે ત્યારે તે કુદરતી રીતે દેહેશ ખાઈ જાય છે, કારણ કે તે ખુદાને શી રીતે મોઢું દેખાડે ! તેથી બનવા જોગ છે કે તેનો આત્મા યાને રૂહ ખુદાની દરબારમાં પહોંચી શકતું નથી, કારણ કે ખુદા પાક બરહક છે યાને તેનો ઇનસાફ ભરપુર છે, કોઇનેબી ગેરઇનસાફ ન આપે તેવો મહાન દયાળુ ખુદા પાક છે, પછી ગરીબ હોય યા અમીર હોય. તે સર્વેને એકજ રીતે રાસ્તીનો ઇનસાફ આપે છે. એમ ખુદા પાકની હજુરમાં હરેક ઇનશાનને ઉભું રહેવું પડે છે. આપણા વીદ્વાનો કહે છે કે મરણ પછી ચોથે દહાડે આત્માનો ચીનવત પુલ ઉપર ઇનશાફ થાય છે, તેથી જો ઇનશાને સારાં કામ કર્યાં હોય તો તે ચીનવત પુલ પરથી સીધ્ધી કતાર વાળી ધાર ઉપરથી

પસાર થાય છે ને જે ઇનશાને ખોટાં કર્મ કર્યાં હોય તો તે ઇનશાન ચીનવત પરથી તે કતારવાલી ધાર પસાર કરતાં તેને દુઃખ ઉત્પન થાય છે, તેમ હરેક ઇનસાનનાં મરણ પછી તેનો આત્મા દુઃખ રૂપે યા સુખ રૂપે પસાર થઇને ખુદાની દરબારમાં ઉભો રહે તેમાં જરાબી સહરાધાતભર્યું કહેવાયજ નહિ. તેમ હવે ખેડુતના આત્માને ખુદાની સનમુખ ઉભો રહેવાનું જીગર ચાલતું નથી, કારણ જેવો તેનો આત્મા ખુદા સનમુખ ઉભો થાય છે ત્યારે તેના આત્માની આગળ યા તેના શરીરનાં ભાગ આગળ પેલો આંધળો દેવતાઇ રૂપમાં આવે છે ને કહે છે, કેમ તું જ કે આ તારી લાકડીથી તેં મને ફટકો માર્યો હતો, ખરી વાત કે ? એમ કરતાં એના આત્માનું સ્વરૂપ જાનવરનાં રૂપમાં તુરત પેદા થાય છે, કારણ કે ખેડુતે ઇનશાન તરીકે વર્તણુક ન રાખતાં ખુદાતાળા તેને જાનવર રૂપે સ્વરૂપ આપે તેમાં કશો શક નથી.



## પ્રકરણ ૧૨ મું.



### ખેડુત બળદ રૂપે ખેતીમાં.

હવે પ્રીય વાંચકો તે ખેડુતનાં મરણ પછીથી તેને ખોદાતાળા પાક જપવા દેતો નથી, કારણ કે તેનાં કાર્યો એવાં ન ઇચ્છવા જોગ હતાં કે હવે તે ખેડુત તે જગા ઉપર બલદ રૂપે આવે છે. તે ખેડુતને ત્યાં એક ગાય હતી તે ગાયે એક બળદનો જન્મ આપ્યો તે બળદ જન્મથી આંધળો પેદા થયો. ત્યારે તે ખેડુતનું કુટુંબ તે બળદની આવી દશા જોઇને વીચારમાં પડયું આવો બળદ ખેતરમાં કેમ ચાલશે ! ને એની જતન કોણ કરશે !

તે છતાં પેલા ખેડુતના છોકરાએ હીમત કરી કે શા માટે ગભરાઓ છો હું એની જતન કરીશ. એમ કરતાં દરરોજ ખેડુતનો દીકરો પેલા બલદને ખેતરમાં ઘાસ ચરવા લઇ જતો. એમ કરતાં કરતાં વળી પેલો સાંપ દેવતાઇ પુરૂષ રૂપે પાછો નીકળી આવ્વો. તેબી અજાયબી એ છે કે બળદનાં પગ નીચે તે સાંપ આવી જતાં બળદ ગભરાયો ને કાબુમાં ન રહ્યો, જેમ તેમ તે બળદને પેલા ખેડુતના છોકરાએ કાબુમાં રાખ્યો ને પછી જોયું તો તેજ જગા ઉપર સાંપ પોતાની ફેનથી પેલા ખેડુતને આવકાર આપતો હતો. પેલા ખેડુતનો છોકરો બોલ્યો કે હે પાક ખુદાતાળા તારી ગતી ઓરજ છે. પેલો સાંપ તે જગા ઉપરથી ગેબ થયો ને બળદ થોડીવારમાં મરણ પામ્યો.



## પ્રકરણ ૧૩ મું.



### છેવટ.

પ્રીય વાંચકો હવે છેલ્લા તબક્કા ઉપર આવીને ખતમ કરીશું કે ખુદા પાકની બંદગીનું અચુક ફળ યાને તેનો બદલો મલ્યા પછીથી કેવી રીતે, કયારે અને કેવો તેનો ઉપયોગ કરવો વગેરેનો સાર સરલ રીતે વાંચકો આગળ રજુ કરવાને થોડે અંશે સામર્થવાન થયો છું. હું કાંઇ મહાન લેખક, કવી યા વકતાબાજ વગેરેમાં જરાબી ખપવાનો અભખરો કરતો નથી ને કરીશ નહી. તે છતાં જો કોઇબી કાર્ય કરવાની હોંસ તૃપ્ત થતી હોય તો તે બીનધડક કોઇનાબી ટીકાની દરકાર કર્યા વગર ખરી રીતે કરે તો તેમાં થોડે અંશે ખુદા પાક જરૂરજ સાહયતા

આપ્યા વગર રહેજ નહિ. પણ તેમાં ધમ ધોલ ને માહે પોલ જેવું કાર્ય કરે તો તેમાં ખુદા પાક જરાબી સાહયતા નહિજ આપે. હું હીમતથી કહેવાને સામર્થવાન થઇશ કે મારાં બે પુસ્તકો જે પ્રગટ કર્યાં છે તે મારી યથા શકતીનાં બળથી. નહી કે તફરમચી યઝમયદે, તેવું હું કરવા માંગું તો તેમ કરી શકું પણ શા માટે! તેમ કરવાથી તેની કીંમત જરૂર અંકાયા વગર રહેશે નહી. તેમ ન કરતાં ખરા વિચારથી યા યથાશકિતના બળથી જે કાંઇ સાદું ને નસીયતરૂપી પુસ્તક પ્રગટ થયું છે તે સર્વેનો મદદગાર ખુદા પાકજ છે. ને સાથે સાથે મારા પ્રીય વાંચકોએ જો મને ફરીથી બીજું પુસ્તક પ્રગટ કરવાની હીંમત ન આપી હતે તો હું આ પુસ્તક પ્રગટ કરવાને શકતીવાન થતેજ નહી. હવે ખુદા પાકની બંદગીનું અચુક ફળ યાને બદલો અલબતાં દરેક ઇનશાન પોતે કાંઇબી કાર્ય કરે તો તેને સાગી પક્ષ તરફથી જરૂર બદલો મલવોજ જોઇએ તેમાં જરાબી હું ખોટું જોતો નથી. પણ તે બદલો કેવી રીતે, કયારે, કયે વખતે, કેટલાં પ્રમાણમાં મલ્યા પછીથી સાચવી રાખવો વગેરેનો ઉંડો અભ્યાસ દરેક ઇનશાને કરવોજ જોઇએ. પણ કલીયુગના જમાનામાં તેવાં ઇનશાનો ઉપલી ચીજથી બેપરવા રહે છે, કારણકે જયારે નસીબ-દેવી પ્રશન થાય છે ત્યારે તેના વશમાં યા રેલછેલમાં ઉપલી હકીકતો ઇનશાન ભુલી જાય છે તેમ થવું ન જોઇએ, પણ ભુલી ગયલી ચીજો પાછી ઓકવી પડે છે. જેમ પેલા ખેડુતે છેવટે ઓકી ને અંતે તેનું પરીણામ જેવું ને તેવુંજ આવ્યું (ભાઇ કયાં તો જયાંના ત્યાંજ) તેમ થવું ન જોઇએ. હું ઘણાઓને જોતો આવ્યો છું કે ખુદા પાકની બંદગી માટે પાણા ને પાણા કલાકો સુધી ઉઠલાવ્યાજ કરે, પણ પોતાના દીલમાનો કપટ

કીનો, મોહ માયા, લોભ લાલચ વિગેરે બીજા દુરગુનો જે દુર કરવા જોઇએ તે તેઓ પોતાના દીલમાંથી નહિ કાઢે તો પછી બંદગીનું ફળ તે ઇનશાન હાંસલ કરી શકતો નથી. માટે ખેડુતને તેની પ્રેમભાવ સાથની બંદગીનુ ફળ મલ્યું પણ તેનામાં જે દુરગુણો હતા તેથી તે છેવટે હેરાન થયો. તે માટે દરેક ઇનશાને હરેક પ્રકારનો પુખ્ત વિચાર કરવા ઉપરાંત મગજનું સમતોલપણું ન ગુમાવતાં ઇનશાનને ઇનશાન તરીકે ગણીને દરેકે ચાલવું જોઇએ તો તે આયંદે સુખી છે. શું તે ખેડુત પછવાડેથી સુખી રહેતે નહી? જરૂરજ રહેતે. પણ તેને રેલછેલનાં ઘેલા-પણાની ધુંઇમાં સુખ ઉપર ધુળ નાખી ત્યારે તેની ધુળ થઇ.



# સ્પોર્ટીંગ આલમમાં વીખ્યાતી પામેલો પારસી વીરલો ખાન બહાદુર જાંગીરજી એદલજી લાહેર.

પનોતો પુત માલમ પારણામાંથી માલમ પડી આવે છે. એવા એવા મહાન નરો પેદા થઇને, મહાન કાર્યો કરીને ફુલનો પમરાત મુકી ગયા છે એ સર્વે તેઓની માતાને ધન્ય આપી શકાય. તેવાં એક માત પીતાને ત્યાં ગરીબાઇમાંથી જન્મ પામેલા પણ (ડેલીગેટ) યાને હીમતવાન કોઇબી કામમાં મોત જીવતનો સવાલ ન કરતાં યાહોમ ઝીપલાવવું એ કાંઇ નાનીસુની વાત નથી, તેબી વળી જીવના જોખમે. ધન્ય છે એવા શુરવીર વીરલા-ઓને. તેવા એક સ્પોર્ટીંગ આલમમાં વીખ્યાતી પામેલા પારસી વીરલા ખાન સાહેબે પોતાની ઓલાદમાં કીમતી વારસો બરપા કર્યો છે. હવે પછી તેઓની ઓલાદનો પારસી કોમનાં જવાનીયાઓ નકલ કરીને નામના મેલવે તે માટે ઘણુંજ લખાયું છે, બેલાયું છે ને પુસ્તકના આકારમાં પ્રગટ થયું છે. પણ જે ખરી નામના આ શુરવીર વીરલાએ કરી છે તેની નોંધ આપવાનું હું દરૂસ્ત ધારૂં છું, તે નીચે પ્રમાણે વાંચીને પ્રીય વાંચકો વાહ વાહ પોકારશે.

(૧) ગીરગામ સ્વીમીંગ બાથ જેની સ્થાપના મરહુમ પેસ્તનજી કેરાંવાલાએ, ત્યાર બાદ માણેકજી નીકલસને ને છેવટે આ સ્પોર્ટીંગ વીરલાએ આ બાથ પોતાનાં હાથમાં લઇને લગભગ ૧૪ વર્ષ સુધી જાણીતાં નર નારીઓને સુંદર તાલીમ આપીને નામનામાં ઉમેરો કર્યો હતો. પણ કમનસીબે લડાઇ ફાટી નીકલ-વાથી એઓએ બાથ કાઢી નાખ્યો તે વખતે એઓની સુંદર કારકીર્દી દરમ્યાન એઓને સોનાનો મેડલ ને પર્સ આગલા

જાણીતા મેજીસ્ટ્રેટ મરહુમ કરસનદાસ છબીલદાસે એનાયત કરીને કીમતી ઉદગારો કાઢયા હતા.

(૨) નાનાશંકર શેઠની વાડીમાં ભેંસનાં તબેલામાં જબર-જસ્ત આગ લાગી હતી તે વખતે મોટો ગભરાત થયો, પણ કોઇનું જીગર ન ચાલતાં આ શુરવીર વીરલાએ અંદર જીવના જોખમે ધુસી જઇને છરી વતી દોરડાં કાપીને ગાય ને ભેંસોને છુટાં કર્યાં. ધન્ય છે આવા વીરલાને.

(૩) સમસાનભુમી ઉપર મુરદાંઓની રાખો દરીયામાં નાખવા ચાલુ સમસાન્યાઓ જતા હતા ને ઓટના સમયમાં ઘણાંઓ કમનસીબે ખેંચાઇ જતા હતા. તેવા વખતે આ શુરવીર વીરલાએ બહાદુરીભરી રીતે કંઇકોના જાનો સહીસલામત બચાવીને કીનારા ઉપર લાવવા શક્તીવાન થયા હતા.

(૪) કેપટન સ્પોર્ટસ જેવો બ્રીટીશ ઇન્ડયા સ્ટીમ નેવી-ગેશનનો માજી કેપટન હતો તેની ગાડી ત્રામ સાથે અથડતાં ઉભા પારસી આગળ ઉંધી વળી ગઇ, જે વખતે આગલી સીટ ઉપર આ શુરવીર વીરલો હતો તેને તુરત કુદી જઇને ઘોડાને કાબુમાં લઇને એક હાથે આખી ગાડી ઉચકીને પેલા માજી કેપટનને ખેંચી કાઢયો. તેટલાં મરહુમ સર ધનજીભાઇ બમનજી જેઓ આ રસ્તા ઉપરથી પસાર થતા હતા તેઓએ આ ગંભીર મામલો જોઇને આફ્રીન કરી ને તુરત આ શુરવીર વીરલાને પૈસાની નવાજેશની ઓફર કરી તે બાખુશી સાથે અસ્વીકાર કર્યો કારણ કે આ શુરવીર વીરલો હરેક વખતે કહેતો હતો કે હું કામ કરૂં છું તે પૈસા યા માન-ચાનની નવાજેશ માટે નહી પણ મારી પવીત્ર ફરજનાં આધારે બજાવવા બંધાયલો છું.

